## ★ બે બોલ....... ★

بسم الله الرحمن الرحيم

### ★ આપણે અંગ્રેજ નથી, મુસલમાન છીએ મુસલમાન ! ★

પ્યારા દીની ભાઈઓ તથા બહેનો ! ઈસ્લામ એક અતિ પાકીઝા મઝહબ છે જ્યાં ન જાહેરી ગંદકી નાપાકીને સ્થાન છે ન આંત્રિક ગંદકી તથા નાપાકીને શરણ મળી શકે છે. શરીરને પણ પાક રાખો અને દિલો દિમાગને પણ પાક રાખી વૈચારિક ગંદકીઓથી બચાવો તો સમાજનો માહોલ અતિ સુઘડ અને સંસ્કારમય તેમજ અમ્નો શાંતિવાળો હશે.

દિલો દિમાગની ખરાબીનો દરવાજો ક્યાં છે ? જાણો છે ? એ છે આ આંખ ! નજર ! પ્રથમ નજર બેહકે છે પછી દિલો દિમાગમાં વિકૃત ભાવો જાગે છે અને સ્ત્રી પુરૂષ તબાહીની એવી ઊંડી ખીણમાં ગબડી પડે છે જ્યાંથી તેમને કાઢનાર કોઈ હોતું નથી. અને આજે ખુલ્લા શબ્દોમાં લખું તો અમુક જ ઘરો એવાં હશે જેમણે અલ્લાહના ખૌફને કારણે ઘરોમાં ટી.વી. નહીં રાખ્યું હોય ! આમ લોકો તો આમ લોકો **કહેવાતા રહબરો તથા ઉપદેશકોનાં ઘરોમાં પણ ટી.વી. પર ન જાણે કેવા કેવા રંગીન ડ્રામાઓ થકી વિ□ભરની ચેનલો ગંદકી ઠાલવતી રહે છે !**





યૂરોપ તથા અમેરિકા વગેરે પશ્ચિમી દેશો જ્યાં સુસંસ્કાર એટલે શું ? સ્ત્રી ચારિત્ર્ય તથા પવિત્રતા એટલે શું ? એની કલ્પના પણ પબ્લિકમાં રહી નથી, જ્યાં **"સ્ત્રી આઝાદી"**નો અર્થ એ છે કે **તેણીને કપડાં પહેરવાથી મુક્ત કરી દેવી અને જાનવર જેમ ભટકવા દેવી !** એવા કોઈ સંસ્કારિક કે મઝહબી કાયદા કાનૂન વિનાની કૌમે આખી દુનિયામાં તેમની અસંસ્કારિક્તા અને બેશર્મી તથા બેહયાઈનું પ્રદુષણ ફેલાવવા માંડયું છે અને વર્તમાન મીડિયા વડે જરાય તકલીફ વિના કાલનું પવિત્ર પાકીઝા ખાનદાન થોડાક જ દિવસના ટી.વી.ના તમાશાઓમાં ખોવાઈને પોતાની ખાનદાની તથા શરાફત, શરમ તથા હયાને અભરાઈએ ચઢાવી મોર્ડન કલ્ચર એટલે ''કુસંસ્કાર'' તથા ''સ્વચ્છંદતા'' અપનાવી લે છે.

આ બધું જ નજરથી, આંખો વડે જોવા જોવામાં જ બગડી રહ્યું છે. વિ□ની સ્ત્રી સૌંદર્ય પ્રસાધનો (કોસ્મેટિક્સ) ઉત્પન્ન કરતી, સ્ત્રી શણગારનાં સાધનો બનાવતી કંપનીઓ દરરોજ વિ□ના ખૂણે ખૂણે કોઈ ન કોઈ ''સુંદરી હરિફાઈ'' કે ''ફેશન શો'' થકી સુંદર સ્ત્રીઓને સ્ટેજ પર લગભગ નગ્ન કરી ચલાવે છે કે વિવિધ આભૂષણો વડે સજાવી કપડાનો એક ટૂકડો કેવળ નામનો શરીર પર રાખીને તેના શરીરના એકે એક ભાગનું પ્રદર્શન ટી.વી. પર કરે છે તેમ જ બિભત્સ ડાન્સો રજુ થતા હોય છે જેને વૃધ્ધ, યુવાન, સ્ત્રી પુરૂષો તેમજ કુમળી વયનાં બાળકો પણ જોતાં હોય છે. અને એવા જ પ્રોગ્રામોની શું અસર પડે છે તે રોજ છાપાંઓમાં આપણે વાંચીએ છીએ

કે ક્યાંક બળાત્કાર, સામુહિક બળાત્કાર ત્યારબાદ ખૂનના બનાવો, છોકરા–છોકરીનું ભાગી જવું, કચરામાંથી નવજાત શીશીનું મળવું વગેરે બને છે. આ બધું જ બુરી નજરની દૈન છે !

હે મુસલમાનો ! તમે પાકીઝા મઝહબવાળા થઈને શું આવું ઈચ્છો છો કે તમારે ત્યાં પણ આવા બનાવો બને અને આવો માહોલ ઉભો થાય જેમ કે યૂરોપ તથા અમેરિકાથી નીચે પ્રમાણેના રિપોર્ટો આવી રહ્યા છે :–

''એક અંગ્રેજ તત્વચિંતક ડો. રેઈથ હોકર પોતાની કિતાબ **Law of sex** માં લખે છે : ''ખૂબ જ સભ્ય તથા માલદાર તબકાઓમાં પણ આ કોઈ અસામાન્ય વાત નથી કે સાત આઠ વરસની છોકરીઓ પોતાના સમવય છોકરાઓ સાથે ઈશ્કો મહોબ્બતના સંબંધો ધરાવે છે જેમની સાથે ઘણીવાર સહશયન પણ કરી બેસે છે.'' એક ઠેકાણે લખે છે કે, ''એક સાત વરસની નાની સરખી છોકરી જે ખૂબ શરીફ ખાનદાનની ચશ્મો ચિરાગ હતી તે ખૂદ પોતાના મોટા ભાઈ અને તેના અમુક દોસ્તો સાથે ઈશ્બાજીમાં પડી.'' એક અન્ય બનાવ એવો છે કે, ''પાંચ બાળકોનું એક ગૃપ જેમાં બે છોકરીઓ અને ત્રણ છોકરા હતા અને જેમનાં ઘરો નજીક હતાં આપસમાં શારીરિક સંબંધોમાં સપડાયેલા જોવા મળ્યા ! અને તેમણે અન્ય સમવયનાં બાળકોને પણ તે માટે લલચાવ્યાં. એમાં સૌથી મોટા છોકરાની ઉમર ૧૦ વરસની હતી.'' એક ડોકટરે પણ પોતાના રિપોર્ટમાં જણાવ્યું કે, ''હાલ એવું વાતાવરણ થયું છે કે છોકરા છોકરી ૧૦, ૧૫ વરસની ઉમરમાં જ ઈશ્કબાજીમાં પડી જાય છે એનાં પરિણામો ઘણા





ખતરનાક આવે છે.....''

એક રિપોર્ટ પ્રમાણે અમેરિકામાં દર વર્ષે ૧૫ લાખ ગર્ભ (એબોર્શન) પાડી નાખવામાં આવે છે અને હજારો બાળકો જન્મ પામતાં જ મારી નાખવામાં આવે છે.

આ તો એક ઝલક જ છે ! આના કરતાંય અતિશય ભયાનક ખબરો સમાચાર પત્રોમાં આપને જોવા મળશે. **આ સર્વ કાંઈ ટી.વી.ની દૈન** છે અને અલ્લાહની નેઅમત આંખના દુરૂપયોગનું જ પરિણામ છે. તો હે પ્યારા દીની ભાઈ બહેનો ! અલ્લાહનો શુક્ર અદા કરો કે રબ તઆલાએ તમને મુસલમાનને ઘરે પેદા કરી ઈજ્જત બખ્શી છે. તમારો રબ પાક છે, તમારા રસૂલ પાક, તમારા સહાબા પાક, તમારા બુઝુર્ગો પાક, અરે ! તમારા બાપદાદાઓ પાક તથા પવિત્ર હતા ! ઈજ્જતદાર હતા, તો તમે તેમને છોડીને જે નાપાક કૌમ ઝિનાથી ખદબદે છે તેમના પ્રતિ લલચાઈ રહ્યા છો ?! લલચામણી નજરે તેમને નિહાળી રહ્યા છો ?! ખબરદાર ! હજી સમય છે પલટી આવો ! તૌબા કરો ! અને સાંભળો ! આપણો પવિત્ર, પાકીઝા, ઈજ્જતદાર મઝહબ આપણને ઈજ્જત આબરૂ સાચવવા શું માર્ગો સૂચવે છે તથા **નજરોને બેલગામ ભટકતી કરવાથી શું નુકસાનો છે ?** આ દુનિયાનાં નુકસાનો સિવાય આખેરતમાં શું અઝાબ છે તેનો અભ્યાસ કરો અને ઈસ્લામથી મહોબ્બત હોય રસૂલલ્લાહ صلی اللہ تعالٰی علیہ وسلم થી મહોબ્બત હોય તો તેમની વાતો સાંભળો અને તેના પર અમલ કરો.

***–પટેલ શબ્બીર અલી રઝવી દયાદરવી***

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

الحمد للّٰہ الذی ھدانا لھٰذا وما کنا لنھتدی لولا
ان ھدانا اللّٰہ والصلاۃ والسلام علیٰ حبیبہ
ورسولہ ونبیہ رحمۃ للعالمین وعلیٰ الہ
واصحابہ اجمعین الی یوم الدین۔ امابعد!

કુર્આન મજીદે જ્યાં ઉમ્મતના લોકોને બીજી બુરાઈઓથી રોક્યા છે ત્યાં ગૈર ઔરતોની તરફ બુરી નજર જેવા અતિ ખરાબ કાર્યથી પણ રોક્યા છે.

કુર્આન શરીફની સૂરએ નૂરમાં અલ્લાહ તઆલાએ ફર્માવ્યું :–

قل للمؤمنین یغضوا من
من ابصارھم ویحفظوافروجھم

**તર્જુમો** : "હે મહબૂબ ! તમે મુસલમાન પુરૂષોને હુકમ આપો કે એ પોતાની નજરોને નીચી રાખે અને પોતાની શરમગાહ (સતર)ની હિફાઝત કરે. (ઝિનાથી બચે.)

وقل للمؤمنات یغضضن من ابصارھن
ویحفظن فروجھن۔

**તર્જુમો** : અને હે ! મહબૂબ મુસલમાન ઔરતોને હુકમ આપો કે તેણીઓ પોતાની નજરોને નીચી રાખે અને પોતાની શરમગાહ (સતર)ની હિફાઝત કરે. (બુરાં કામોથી બચે !) (સૂરએ નૂર)





**ચેતવણી** : અલ્લાહ તઆલાએ મુસલમાન પુરૂષો અને મુસલમાન સ્ત્રીઓને શરમગાહો (ગુપ્ત અંગો)ની હિફાઝતથી પહેલાં બુરી નજરથી બચવાનો હુકમ એટલા માટે આપ્યો છે કે જે બુરી નજરથી બચી ગયો તે બુરાં કામોથી આસાનીથી બચી શકે છે અને જે બુરી નજરથી ન બચ્યો તેનું બુરાં કામોથી બચવું ઘણુ મુશ્કેલ છે.

અમુક કથનો રજુ કરીએ છીએ :–

## ★ હદીષ નં. : ૧ ★

قال عیسٰی علیہ السلام ایاکم والنظرۃ
فانھا تزرع فی القلب شھوۃ وکفی بھا فتنہ۔

હઝરત ઈસા નબી علیہ الصلوٰۃ والسلام એ ફર્માવ્યું, હે લોકો ! બુરી નજરથી બચો ! એટલા માટે કે બુરી નજર રાખી જોવાથી દિલમાં ખ્વાહિશ (વાસના) પેદા થાય છે અને આ ખ્વાહિશ ફિત્ના (ઝિના) માટે કાફી છે. (નુઝહતુન્નાઝિરીન, પેજ–૨૦૬)

## ★ હદીષ નં. : ૨ ★

قال داؤد علیہ السلام لابنہ امش

خلف الاسد والاسود ولاتمش خلف المرأۃ۔

હઝરત દાઊદ علیہ الصلوٰۃ والسلام એ પોતાના છોકરાને ફર્માવ્યું, હે બેટા ! તું શેર (સિંહ)ની પાછળ જઈ શકે છે, કાળા નાગ પાછળ જઈ શકે છે પણ તું ઔરત (સ્ત્રી)ના પાછળ ન જા ! *(હવાલો ઉપર મુજબ)*

અગર ! ઈન્સાન શેર (સિંહ) અથવા ઝેરીલા સાપ

પાછળ જશે તો વધારેમાં વધારે એટલું થશે કે જાન ચાલી જશે પણ ઔરતના પાછળ જવાથી ઈમાન જવાનો ખતરો છે. કેમ કે :–

**★ હદીષ નં. : ૩ ★**

હદીષ શરીફમાં છે :–

لا یـزنـی الـزانـی حیـن یزنی وھو مؤمن-

*(મિશ્કાત, પેજ–૧૭)*

જ્યારે ઝિના કરવાવાળો ઝિના કરે છે તો તે વખતે એ મો'મિન નથી હોતો. અને બેઈમાન જન્નતમાં નથી જઈ શકતો.

અલ્લાહના હબીબ صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું :–

قـم یـا بـلال فـاذن لا یدخل الجنة الا مؤمن-

હે બિલાલ ! ઉઠ અને એલાન કર કે ઈમાન વિના કોઈ જન્નતમાં નથી જઈ શકતો. *(સહીહ બુખારી, મિશ્કાત, પેજ–૫૩૪)*

**★ હદીષ નં. : ૪ ★**

હદીષ શરીફમાં આકા صلی اللہ تعالیٰ علیہ وسلم ફર્માવે છે :–

ان اللّٰـه لـمّـا خـلـق الـجـنة قال لها تـكلمی قالت سعد من
دخـلـنـی وقـال الـجـبـار جل جلالـه وعزتی
وجـلالـی لا یسـكـن فیك مـدمن خـمـر ولا
مصر علےٰ الزنا ولا قتات ولا دیوث......الخ

*(નુઝહતુન્નાઝિરીન, પેજ–૧૪૮)*





બેશક ! અલ્લાહ તઆલાએ જ્યારે જન્નતને પેદા કરી તો ફર્માવ્યું કે તું મારાથી વાત કર ! જન્નતે કહ્યું કે તે નેક બખ્ત છે જે મારામાં દાખલ થાય. અને અલ્લાહ જબ્બારો કહ્હારે જન્નતથી ફર્માવ્યું, જન્નત મને મારી ઈજ્જત અને જલાલની કસમ ! દારૂ પીવાવાળો, ઝિના કરવાવાળો, ચુગલી કરવાવાળો અને દય્યૂષ (જે પોતાની સ્ત્રીઓને બિભત્સતાથી ન રોકે તે) નથી રહી શકતો

**નોંધ** : દય્યૂષનો અર્થ છે બેગૈરત એટલે પોતાના ઘરમાં બીવી અને બહુ બેટીયોના પાસે ગૈર પુરૂષોને આવવા જવાથી ન રોકે.

**★ હદીષ નં. : ૫ ★**

## ઝિના કરનાર પુરૂષો અને સ્ત્રીઓનો અંજામ

وان فـروج الـزنـاة لتوذی اهل النار بنتن ریحها-

*(હવાલો જામેઅ સગીર, પેજ–૮૧)*

હુઝૂર صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું કે જહન્નમ (દોઝખ)માં બુરા કાર્ય કરનાર પુરૂષો અને સ્ત્રીઓથી જે દુર્ગંધ નીકળશે એનાથી દોઝખી લોકોને પણ સખ્ત તકલીફ થશે.

હે મુસલમાન ! વિચાર કર કે બુરાં કાર્યોથી કેટલી રુસ્વાઈ (ઝિલ્લત) થશે. અલ્લાહ તઆલા મુસલમાનોને બુરી નજરોથી બચાવે.

### ★ હદીષ નં. : ૬ ★

હઝરત ફુઝૈલ બિન અયાઝ رحمۃ اللہ علیہ એ ફર્માવ્યું :–

یقول ابلیس هی قوسی القدیمه التی ارمی بها
وسهمی الذی لا اخطی به یعنی النظرة۔

(નુઝહતુન્નાઝિરીને, પેજ–૨૦૬)

શયતાન ઈબ્લીસ કહે છે, બુરી નઝર એ મારું તીર કમાન છે જે હું ફેંકતો રહુ છું, અને આ મારું તીર ભૂલ નથી કરતું. એટલે બુરી નઝરથી ન બચનાર ઝિનાથી પણ નથી બચી શકતો.

### ★ હદીષ નં. : ૭ ★

قال یحیی لعیسی علیها السلام لا تکن
حدیدة النظر الی ما لیس لك فانه لن یزنی
فرجك ما حفظت نظرك فان استطعت ان
لا تنظر الی ثوب المراة التی لا یحل لك فافعل
ولن تسطیع ذالك الا باذن الله تعالیٰ۔

(નુઝહતુન્નાઝિરીન, પેજ–૨૦૬)

હઝરત યહ્યા علیہ الصلوٰۃ والتسلیم એ હઝરત ઈસા علیہ الصلوٰۃ والتسلیم ના વાસ્તાથી ફર્માવ્યું, હે ઈન્સાન ! જે વસ્તુ તરફ તારું જોવું જાઈઝ નથી એના તરફ તું ન જો ! એટલા માટે કે જ્યાં સુધી તું પોતાની નજરની હિફાઝત કરતો રહીશ તો ઝિનાથી બચતો રહીશ. અને જો તું એવું કરી શકે કે કોઈ ગૈર ઔરતનાં કપડાં તરફ પણ નજર ન કરે તો એવું કર, અને આ અલ્લાહની તૌફીક વિના નથી થઈ શકતું.





### ★ હદીષ નં. : ૮ ★

عن الحسن مرسلا قال بلغنی ان
رسول الله صلی الله علیه وآله وسلم قال
لعن الله الناظر والمنظور الیها۔

((તફસીરે મઝહરી, પેજ–૪૧૧, ભાગ–૨)

હુઝૂર صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું, અલ્લાહ તઆલાની લા'નત છે જોવાવાળા પર અને તે સ્ત્રી પર જેને પુરૂષ જુએ છે.

**સ્પષ્ટતા :** પુરૂષોમાં સ્ત્રીઓ તરફ જોવાનો શોખ હોય છે અને સ્ત્રીઓમાં દેખાડવાનો શોખ.

હદીષ શરીફમાં છે :–

هریرة رضی الله عنه قال قال رسول الله صلی
الله علیه وسلم صنفان من اهل النار لم
ارهما قوم معهم سیاط کاذناب البقر یضربون
بها الناس ونساء کاسیات عاریات ممیلات
لا یدخلن الجنة ولا یجدون ریحها وان
مائلات رؤسهن کاسنمة الخت المائلة
ریحها لتوجد من میسرة کذا وکذا۔

(સહીહ મુસ્લિમ, મિશ્કાત, પેજ–૩૦૬)

રસૂલે અકરમ صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું, બે ગિરોહ (જમાઅત) દોઝખી છે અત્યાર સુધી એ જાહેર નથી થયા, એક ગિરોહ એ હશે જેમના હાથમાં કોરડા હશે ગાયની પૂછડી

જેવા, એ કોરડાથી લોકોને મારશે. બીજો ગિરોહ સ્ત્રીઓનો હશે જે કપડાં તો પહેરશે છતાં પણ નગ્ન હશે. પુરૂષને પોતાની તરફ આકર્ષિત કરવાવાળી અને પોતે પુરૂષોની તરફ આકર્ષિત થવાવાળી. એમના માથાં એવાં હશે જેવી રીતે બખ્તી ઊંટની કોહાન (ખુંધ) એક બાજુ નમેલી. **આવી સ્ત્રીઓ જન્નતમાં દાખલ નહીં થાય** અને **જન્નતની ખુશ્બુ પણ એમને મળશે નહીં !** જ્યારે કે જન્નતની ખુશ્બુ દૂર દૂર સુધી પહોંચતી હશે.

આ હદીષથી સ્પષ્ટ થાય છે કે સ્ત્રીઓને પોતાની જાત દેખાડવાનો શોખ હોય છે, નહીં તો કોણ અલ્લાહ તઆલાના હુકમની નાફર્માની કરી મેકઅપ કરી, બની સંવારીને બહાર નીકળી દોઝખને ખરીદે. જ્યારે સ્ત્રીને પણ શોખ હોય કે મને પુરૂષો જુએ તો આવી હાલતમાં જોવાવાળો અને જોવાવાળી બંનેવ લાઅનતના હક્કદાર થશે.

### ★ હદીષ નં. : ૯ ★

રસૂલે અકરમ હબીબે આ'ઝમ صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું :–

فزنا العین النظر۔ *(તફસીરે ઈબ્ને કષીર, સૂરએ નૂર)*

**"બુરી નજર આંખોનો ઝિના છે !"**

### ★ હદીષ નં. : ૧૦ ★

હઝરત અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે કે નબીએ આ'ઝમ صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું :–

العینان زناهما النظر......الخ۔





"બંનેવ આંખોનો ઝિના બુરી નજર છે."

### ★ હદીષ નં. : ૧૧ ★

ઝવાજિરે હિન્દીમાં છે કે સ્ત્રીઓની તરફ બુરી નજરથી જોવાવાળાને અલ્લાહ તઆલા કયામતના દિવસે આગનો સૂરમો લગાડશે.

**અપીલ** : મુસલમાનોથી ખેરખાહી સાથે અપીલ છે કે બુરી નજરથી બચે ! બચે ! એટલા માટે કે જે બુરી નજરથી નથી બચતો એનું ઝિના જેવા બુરા કાર્યથી બચવું ઘણુ મુશ્કેલ છે. અલ્લાહ તઆલા બચવાની તૌફીક અતા ફર્માવે. (આમીન) અને જેણે પોતાને બુરી નજરથી બચાવી લીધો એના માટે મોટા મોટા ઈનામો છે. વાંચો અને ઈનામ હાંસલ કરો :–

### ★ હદીષ નં. : ૧૨ ★

عن ابی امامة عن النبی صلی اللّٰہ علیہ
وسلم قال ما من مسلم ینظر الی محاسن
امرأة اول مرة ثم یغض بصره الا احدث اللّٰه
له عبادة یجد حلاوتها۔

*(તફસીરે મઝહરી, સૂરએ નૂર)*

રસૂલુલ્લાહ صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું, જે મુસલમાને કોઈ સ્ત્રીના હુસ્ન જમાલ તરફ અચાનક નજર કરી અને તરત નીચી કરી લીધી તો અલ્લાહ તઆલા એના માટે એવી ઈબાદતની એને તૌફીક આપશે જેની લજ્જત (મીઠાશ)ને તે અનુભવશે.

## ★ હદીષ નં. : ૧૩ ★

સૈયેદેના અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ رضی اللہ عنہ થી રિવાયત છે :–

قال رسول اللّٰه صلى اللّٰه عليه وسلم
ان النظر سهم من سهام ابليس مسموم
من تركها مخافتى ابدلته ايمانا يجد
حلاوتها فى قلبه۔

*(તફસીરે ઈબ્ને કષીર, પેજ–૨૬૫)*

રસૂલે મોહતરમ صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું, બુરી નજર શૈતાન (ઈબ્લીસ)નું ઝેરવાળું તીર છે અને જેણે અલ્લાહ عزوجل ના ખૌફથી બુરી નજરને રોકી લીધી તો અલ્લાહ તઆલા એને ઈમાનમાં બદલી કાઢશે જેની ચાસણી (લજ્જત) એ પોતાના દિલમાં અનુભવશે.

## ★ હદીષ નં. : ૧૪ ★

સયૈદેના અબૂ હુરૈરહ્ رضی اللہ عنہ થી રિવાયત છે :–

قال رسول اللّٰه صلى اللّٰه عليه وسلم
كل عين باكية يوم القيامة الا عينا غضت
من محارم اللّٰه وعينا سهرت فى سبيل اللّٰه
وعينا يخرج منها مثل راس الذباب من خشية
اللّٰه عزوجل۔

*(તફસીરે ઈબ્ને કષીર, પેજ–૨૬૬, ભાગ–૩, સૂરએ નૂર)*





રસૂલે આ'ઝમ صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું, કયામતના દિવસે બધી જ આંખો રડતી હશે પરંતુ જે આંખ અલ્લાહ તઆલાની હરામ કરેલી વસ્તુઓ જોવાથી બચી અને તે આંખ જે અલ્લાહની રાહમાં જાગી અને એ આંખ જેનાથી અલ્લાહના ખૌફના લીધે માખી જેટલું આંસૂ નીકળ્યું, તે કયામતના દિવસે રડશે નહીં.

## ★ હદીષ નં. : ૧૫ ★

સૈયેદેના અબૂ ઉમામહ સહાબી رضی اللہ عنہ થી રિવાયત છે :

سمعت رسول اللّٰه صلى اللّٰه عليه وسلم يقول
اكفلوالى ستا اكفل لكم بالجنة اذا حدث
احدكم فلا يكذب واذا ائتمن فلا تخن
واذا وعد فلا يخلف وغضوا ابصاركم
وكفوا ايديكم واحفظوا فروجكم۔

અલ્લાહના પ્યારા રસૂલ صلی اللہ تعالیٰ علیہ وسلم એ ફર્માવ્યું, હે મારી ઉમ્મત ! તમે મારા માટે છ (૬) વસ્તુઓ (કાર્યો)ની ઝમાનત (વાયદો) લો, તો હું તમારા માટે જન્નતની ઝમાનત (વાયદો) આપું છું :–

૧. જ્યારે તમારામાંથી કોઈ બોલે તો જૂઠ ન બોલે.
૨. જ્યારે તમારા પાસે અમાનત રાખવામાં આવે તો ખયાનત ન કરે.
૩. જ્યારે તમારામાંથી કોઈ વાયદો કરે તો તે વાયદાની વિરૂધ્ધ ન કરે.
૪. તમે પોતાની નજરોને નીચી રાખો.

૫. પોતાના બંનેવ હાથોને રોકો.

૬. પોતાની શરમગાહ (ગુપ્તાંગ)ની હિફાઝત કરો.

**અપીલ** : મુસલમાન ભાઈઓ તથા બહેનોથી અપીલ છે કે વિચારો !! શું આપણને અલ્લાહ તઆલાએ બેકાર પેદા કર્યા છે ?! શું આપણાથી હિસાબ લેવામાં નહીં આવે ? રબ ફર્માવે છે : افحسبتم انما خلقنا كم عبثاوانكم الينا لاتوجعون- શું તમે ધારો છો મેં તમોને બેફાયદા (બેકાર) પેદા કર્યા છે ? શું તમે મારા દરબારમાં પાછા નહીં આવો ?!

તેમજ ફર્માવ્યું જમીન આસમાનના પેદા કરનારે કે :–

ان السمع والبصر والفواد كل اولئك
كان عنه مسئولا-

**તર્જુમા** : ખરેખર કાનના વિશે પણ સવાલ થશે અને આંખના વિશે પણ સવાલ થશે અને દિલના વિશે પણ સવાલ થશે.

હે મુસલમાન ! વિચાર કર ! શું આંખના નાજાઈઝ હરામ જોવા વિશે સવાલ ન થશે ? જરૂર થશે ! કુર્આનનો ફેંસલો અટલ છે. અલ્લાહ આપણને ગફલતની ઉંઘથી જગાડે.

بجاه حبيبه رحمة للعالمين سيد المرسلين
صلى الله تعالى عليه وعلى آله واصحابه اجمعين-

**સવાલ** : અચાનક કોઈ સ્ત્રી પર નજર પડે તો શું કરવું ?!

**જવાબ** : અચાનક નજર પડે તો તરત નજર નીચી કરી લે.





### ★ હદીષ નં. : ૧૬ ★

قال جرير بن عبدالله البجلى رضى الله
عنه قال سالت النبى صلى الله عليه وسلم
عن نظر الفجاءة فامرنى ان اصرف بصرى

**તર્જુમા** : જરીર ઈબ્ને અબ્દુલ્લાહ સહાબીએ અર્ઝ કરી, યા રસૂલલ્લાહ ! જો મારી નજર અચાનક કોઈ સ્ત્રી પર પડી જાય તો શું કરું ?! તો મને મારા આકાએ હુકમ આપ્યો કે નજરને ફેરવી લે !

તફસીરે ઈબ્ને કષીરમાં છે જો અચાનક કોઈના પર નજર પડી જાય જેનું જોવું હરામ છે તો જલ્દીથી નજર ફેરવી લે !

## બુરી નજર વિશે હિકાયતો

### ★ મોઢું કાળુ થઈ ગયું ! ★

એક આલિમેદીનનો ઈન્તેકાલ થયો તો કોઈએ એમને સ્વપ્નમાં જોયા કે એમનો ચહેરો કાળો થઈ ગયો છે. ખ્વાબ જોવાવાળાએ કારણ પૂછયું તો એ આલિમેદીને બતાવ્યું કે એક દિવસ એક છોકરાની તરફ દિલ ભરીને જોયું એટલા માટે મારું મોઢું આગમાં બળી ગયું (કાળુ થઈ ગયું.) *(તફસીરે રૂહુલ બયાન, ભાગ–૬, પેજ–૧૫૪)*

### ★ મોઢાનો ગોશ્ત સડીને ખરી ગયો ! ★

એક સાહેબનો ઈન્તેકાલ થયો તો એમને કોઈએ ખ્વાબમાં (સ્વપ્નમાં) જોયા અને પૂછયું કે અલ્લાહ તઆલાએ

તમારા સાથે કેવો સુલૂક (વર્તાવ) કર્યો ? એમણે જવાબ આપ્યો કે મારા બધા જ ગુનાહો બખ્શી દેવામાં આવ્યા પરંતુ એક ગુનાહને બખ્શવામાં ન આવ્યો અને મને એ ગુનાહના કારણે રોકવામાં આવ્યો અને મારા મોઢાનો ગોશ્ત સડીને ખરી ગયો. પૂછયું કે એ ક્યો ગુનોહ હતો ?! જવાબ આપ્યો, એક દિવસમેં એક છોકરા તરફ શહવત (ખ્વાહિશ)થી જોયું હતું. *(નુઝહતુન્નાઝિરીન, પેજ–૨૦૬)*

## ★ પૂરું કુર્આન ભૂલી ગયો ! ★

અબૂ અબ્દુલ્લાહ જયલી ફર્માવે છે કે એક દિવસ હું મારા ઉસ્તાદ સાથે જઈ રહ્યો હતો તો મેં એક ખૂબસૂરત છોકરો જોયો અને મેં કહ્યું, હે ઉસ્તાદ ! શું તમે વિચારો છો કે અલ્લાહ તઆલા આવી સૂરતવાળાને અઝાબ આપશે ! આ સાંભળી ઉસ્તાદે ફર્માવ્યું, આ જોવાનો બદલો તું જલ્દીથી જોઈશ ! એ શાગિર્દનું બયાન છે કે વીસ (૨૦) વરસ પછી હું પૂરું કુર્આન ભૂલી ગયો. *(નુઝહતુન્નાઝિરીન, પેજ–૨૦૬)*

## ★ કબરમાં સખત તકલીફ ! ★

એક નેક માણસ નમાઝ, રોઝા, તહજ્જુદની પાબંદી કરવાવાળો જેણે હજ્જ પણ કરી હતી. પરંતુ તે નજર (નિગાહ)ની હિફાઝત ન કરતો હતો, સ્ત્રીઓ તરફ બુરી નજરથી જોયા કરતા હતો. એનો ઈન્તેકાલ થયો તો એક દોસ્ત જેને કશ્ફે કુબૂર (કબરની હાલત જાણી જવું) હતું એ તેની કબર પર ગયો. પાછા આવીને તેણે બતાવ્યું કે પેલા આબિદને (ઈબાદતગુઝારને) બુરી નજરના કારણે સખત તકલીફ થાય છે.





## ★ ૬૦ વર્ષથી ઈબાદતમાં મગ્ન આબિદનો બદ્નજરથી બુરો અંજામ ! ★

એક જગ્યાએ એક ઈબાદત ગુઝાર હતો એના પડોસમાં અમુક લોકો રહેતા હતા એમની એક બહેન જવાન હતી. એ પડોસી કારોબારના કારણે દૂર જવાના હતા. એમણે મશ્વેરો કર્યો કે બહેનને કોની પાસે મૂકીને જઈએ ? કોઈ પણ એવું દેખાયું નહીં તો એમણે ફેંસલો કર્યો કે આપણી પડોસમાં મોટા નેક આબિદ ઝાહિદ રહે છે એ જિમ્મેદારી લે તો આપણને કોઈ જાતની ફિકર નથી. આ બધું વિચારી એ લોકો પેલા આબિદ (ઈબાદતગુઝાર) પાસે ગયા અને પોતાની પરેશાની બયાન કરી. પહેલાં તો આબિદ સાહબે ના પાડી છેવટે પેલા લોકોની આજીઝીથી માની ગયા. તમે બે ટાઈમની રોટી અમારા દરવાજા પર મૂકી દસ્તક આપજો તો અમારી બહેન આવીને લઈ જશે. પેલા આબિદે આ વાત માની લીધી. ભાઈઓના ગયા પછી આવું ચાલ્યા કર્યું. એક દિવસ અચાનક આબિદ સાહબની નજર પેલી બહેન પર પડી ગઈ તો એને જોઈ આબિદના દિલમાં ખ્વાહિશ જાગી ઉઠી. કારણ કે ઉમ્મતના વાલીનું ફર્માને આલિશાન છે, **બુરી નજર શયતાનના તીરોમાંથી એક તીર છે**. અને શયતાને જાતે એ કહ્યું છે કે બુરી નજર મારા તીરોમાંથી એક તીર છે એ **જેને વાગે છે એ ખાલી નથી જતું !** બસ ! એ તીર પેલા આબિદને બુરી નજરથી હિફાઝત ન કરવાના લીધે વાગી ગયું. પછી તેણીના ઘરે આવવા જવાનું ચાલું થઈ ગયું અને એ બુરા કાર્ય (ઝિના)માં સંડોવાઈ ગયો. એટલે સુધી કે પેલી

સ્ત્રી સગર્ભા થઈ ગઈ. શયતાને વસવસો આપ્યો કે હે આબિદ ! લોકોને ખબર પડશે તો બદનામી થશે અને તને કતલ કરી નાખશે. આબિદે પેલી સ્ત્રીને મારી નાખી અને ઘરના સહનમાં દફનાવી દીધી. અને જ્યારે એના ભાઈઓ આવ્યા તો આ આબિદને પૂછયું કે અમારી બહેન ક્યાં ગઈ ? તો આબિદે કહ્યું, મને ખબર નથી ! ક્યાંક ચાલી ગઈ હશે ! શયતાને માણસની સૂરતમાં આવીને ભાઈઓને બતાવ્યું કે પેલા આબિદે આવું કર્યું છે અને કતલ કરીને આ જગ્યાએ દફનાવી છે. જ્યારે જમીનનું ખોદાણ કર્યું તો બહેનની લાશ બહાર આવી. પછી પેલા આબિદનું દુનિયામાં જે થયું તે થયું અને સાથે સાથે ૬૦ વરસની ઈબાદત પણ બરબાદ થઈ ગઈ.

## ઈમાની તાકત અને અલ્લાહની તૌફીકથી બદ્નજરથી બચનારાઓની હિકાયતો

### ★ એક અજીબ બોધદાયક પ્રસંગ ★

સૈયેદેના સુલમાન બિન યસાર પોતાના એક સાથી સાથે હજ્જ કરવા માટે નીકળ્યા અને જ્યારે સબવાના મુકામ પર (એક જગ્યાનું નામ છે) પહોંચ્યા તો ત્યાં રોકાણ કર્યું સાથીએ કહ્યું કે તમે અહીંયા તશરીફ રાખો અને હું બજારથી ખાવા પીવાનો સામાન લઈ આવું. એના ગયા બાદ હઝરત સુલેમાન બિન યસાર જે ઘણા ખૂબસૂરત હતા, પોતે તંબુમાં બેઠા હતા એટલામાં એક ગામડિયણ ઔરત જે પહાડની ચોટી પર રહેતી હતી તે તેણીએ આપને જોઈ લીધા અને આપના પર આશિક





થઈ ગઈ. જો તે બુરી નજરથી બચી જાત તો આ વસ્તુ ન બનત. અલ્લાહ તઆલા ફર્માવે છે, હે મેહબૂબ ! તમે મુસલમાન સ્ત્રીઓને હુકમ આપો કે તે પોતાની નજરોને નીચી રાખે. પેલી ગામડિયણ સ્ત્રી બુરખો પહેરી નીચે ઉતરી અને સામે ઉભી થઈ બોલી, મને કાંઈક આપો ! આપે વિચાર્યું કે ખાવાનું માંગ્યુ હશે જેથી સુલેમાન ઉભા થયા કે તેણી માટે ખાવાની કોઈ વસ્તુ તલાશ કરીને આપે. સ્ત્રીએ કહ્યું, હું ખાવાનું કશું માંગતી નથી હું એ વસ્તુ માંગુ છું જે સ્ત્રીઓને પુરૂષોથી મળે છે ! આ સાંભળી આપે ફર્માવ્યું, તને શયતાને તૈયાર કરીને મોકલી છે, આમ કહી હઝરતે પોતાનું માથુ ગુથણો પર મૂકી બૂમો પાડીને રડવાનું ચાલુ કરી દીધુ ! એટલા જોરથી રડયા કે પેલી સ્ત્રી ડરી ગઈ અને બુરખો ઓઢી ચાલી ગઈ. આપ રડતા રહ્યા ત્યાં સુધી કે સાથી આવી ગયો. એણે જોયું કે હઝરતની આંખો રડી રડીને સુજી ગઈ છે. સાથીએ કારણ પૂછયું તો આપે જવાબ ન આપ્યો. પરંતુ સાથીના વારંવાર પૂછવા પર પૂરો વાક્યો કહી આપ્યો. તો સાથીએ બૂમો પાડીને રડવાનું ચાલુ કરી દીધુ ! હઝરતે પૂછયું, તું કેમ રડે છે ?! સાથીએ જવાબ આપ્યો, હઝરત ! જો હું તમારી જગ્યા પર હોત તો બદ્કાર્યથી ન બચી શકત ! પછી એઓ ચાલવા લાગ્યા. જ્યારે ખાનાએ કા'બાનો તવાફ કર્યો તો હઝરત સુલેમાન બિન યસારને ઊંઘ આવી ગઈ. જોયું કે એક બુઝુર્ગ હુસ્નો જમાલવાળા છે, અર્ઝ કરી કે તમારું નામ શું છે ? ફર્માવ્યું, યૂસુફ ! અર્ઝ કરી, યૂસુફ સિદ્દીક (અલ્લાહના નબી !) આપે ફર્માવ્યું, હા ! હું તે જ છું ! અર્ઝ કરી, હુઝૂર ! અઝીઝે મિસ્રની બીવી (ઝુલેખા) (સાથે) તમારો વાકિઓ

અજીબ છે ! ફર્માવ્યું, તારો મામલો ગામડિયણ સ્ત્રી સાથે વધારે અજીબ છે !

## ★ આંગળી સળગાવી દીધી પણ.....! ★

એક બાદશાહની બીવીઓ તફરીહ (ફરવા) માટે બાગમાં ગઈ. તફરીહથી ફારિગ થઈ તો પોત પોતાની પાલખીઓ (ડોલી)માં બેસી ગઈ પરંતુ શહઝાદી જે ફૂલો લેવામાં મશગૂલ હતી પણ ઊંટવાળાઓ સમજ્યા કે બેસી ગઈ છે જેથી તેઓ ચાલવા લાગ્યા. જ્યારે શહઝાદી પાછી ફરી તો જોયું કે પાલખીઓ રવાના થઈ ચૂકી છે. રાતનો સમય હતો. શહઝાદી ઘણી પરેશાન થઈ એવામાં એક મસ્જિદ પર તેની નઝર પડી તો પનાહ લેવા મસ્જિદમાં ચાલી ગઈ. ત્યાં એક નેક નવ જુવાન મુસાફિર પણ હતો. મુસાફિરની નજર હુસ્નો જમાલવાળી શહઝાદી પર પડી તો જાલિમ નફ્સે વસવસો આપવાનું ચાલુ કરી દીધું કે આવો મોકો ક્યારે હાથ આવશે ! નફ્સની ખ્વાહિશ પણ પૂરી કરો અને સોનું પણ હાંસલ કરો ! પરંતુ ઈમાને કહ્યું કે જો બુરુ કાર્ય કર્યું તો કયામતના દિવસે દોઝખની આગથી છૂટકારો કઈ રીતે થશે ?! નફ્સે કહ્યું, કયામતની આગ તો ઘણી દૂર છે ! આ ટાઈમ મજા કરવાનો છે. ઈમાને કહ્યું, આ ચિરાગ જે મસ્જિદમાં બળે છે એ તે આગ છે જેને અલ્લાહ તઆલાએ કેટલા વખત પોતાની રહમતથી ધોઈને દુનિયામાં મોકલી છે, પહેલાં તેની ચકાસણી કરી લે ! જો આ આગને સહન ન કરી શકાય તો દોઝખની આગ કેમ કરી વેઠી શકાશે ?! આ વિચારી પેલા ઈમાનદાર નવજુવાને પોતાની આંગળી ચિરાગ (દીવા)ની આગ પર મૂકી





તો તે તરત જ બળી ગઈ. જ્યારે દુઃખ ઓછું થયું તો નફ્સે જોશ માર્યો તો ફરી આંગળી દીવા પર મૂકી દીધી, જલન થઈ તો ખેંચી લીધી. આવું કરતાં કરતાં રાત પૂરી થઈ અને આંગળી બાળી નાખી. સવારે પોલીસ શહઝાદીને તલાશ કરતી મસ્જિદમાં આવી. શહઝાદીને પોલીસ બાદશાહ પાસે લઈ ગઈ. બાદશાહના પૂછવા પર પોલીસે બતાવ્યું કે શહઝાદી મસ્જિદમાં હતી અને એક નવજુવાન મુસાફિર પણ હતો. બાદશાહને ગુસ્સો આવ્યો અને બેકાબૂ થઈ શહઝાદીને મારવા તલ્વાર ઉઠાવી. શહઝાદીએ કહ્યું, પિતા ! મારું કત્લ કરવું તમારા માટે આસાન છે પરંતુ પહેલાં મારી વાત તો સાંભળો ! મસ્જિદના મુસાફિરને બોલાવી જુઓ કે તેના હાથનો શું હાલ છે ? પછી તમારે જે કરવું હોય તે કરજો, નહીં તો મુસલમાનની કત્લ કયામતના દિવસે ખૂબ ભારી પડશે. બાદશાહે મુસાફિરને બોલાવ્યો. બાદશાહને વાસ્તવિક હાલની ખબર પડી તો હેરાન રહી ગયો અને ડરી ગયો. તે બાદશાહને કોઈ છોકરો ન હતો જેથી બાદશાહે તે મુસાફિરનો નિકાહ શહઝાદી સાથે કરી આપ્યો અને હુકૂમત તેને સુપ્રત કરી દીધી અને પોતે અલ્લાહ તઆલાની ઈબાદતમાં મશગૂલ ગઈ ગયો.

**બોધ** : અલ્લાહ તઆલાના ખૌફે પેલા નવજુવાનને જેણે પોતાની આંગળી જલાવી દીધી બાદશાહ બનાવી દીધો. હવસની થોડી લઝ્ઝતથી બચનારને શહઝાદી પણ હલાલરૂપે નસીબ થઈ અને બાદશાહત પણ ઈનામમાં મળી. *(મક્તૂબાતે સદરિય્યહ્, પેજ–૧૦૫)*

મુસલમાન ભાઈઓ તથા બહેનોની ખિદમતમાં અપીલ

છે કે તે કબ્ર અને કિયામતના દિવસને સામે રાખી વિચારે, ખૂબ વિચારે ! આ દુનિયાની જિંદગીના વિશે જેની હૈસિયત આખેરતની જિંદગી સામે કશી પણ નથી. **કેવળ નફ્સને ખુશ કરવા હમેશાંની જિંદગીને બરબાદ કરી દેવી શું એ અકલમંદી છે ?!** આ દુનિયાની જિંદગી આખેરતની જિંદગીના મુકાબલામાં કમ છે. અલ્લાહના પ્યારા રસૂલ صلی اللہ تعالیٰ علیہ وسلم નું ફર્માન વાંચો : ફર્માવ્યું, જો તું આ જિંદગી પેલી કાયમી જિંદગી સાથે સરખાવવા માંગતો હોય તો સમંદર પર ચાલ્યો જા ! અને સમંદરમાં આંગળી ડૂબાડી કાઢી લે તો તારી આંગળીની તરીને (આંગળીને ભીની થવાને જેટલુ પાણી ગયું છે) એને સમંદર (મહાસાગર)ના પાણી સાથે જે નિસ્બત છે એવી જ નિસ્બત આ જિંદગીને આખેરતની જિંદગી સાથે છે.

તો આપણે ગફલતની ઊંઘથી ઉઠવું જોઈએ અને નબી صلی اللہ تعالیٰ علیہ وسلم નો દામન મજબૂતીથી પકડવો જોઈએ. જ્યારે ઈન્સાન સાચી તૌબા કરી લે તો અલ્લાહ તઆલા બધા જ ગુનાહ માફ કરી દે છે :–

ومن یعمل سوٓءا او یظلم نفسه ثم
یستغفر اللّٰه یجد اللّٰه توابا رحیما۔

**તર્જુમો** : જે કોઈ બુરાં કાર્ય કરી લે અથવા પોતાના નફ્સ પર જુલ્મ કરે પછી તે અલ્લાહથી ગુનાહોની બખ્શિશ માંગે અને તૌબા કરે તો તે અલ્લાહને તૌબા કબૂલ કરનાર મહેરબાન પામશે.

واللّٰه تعالیٰ الموفق ونعم الوکیل



# મનીઓર્ડર કરો તો આટલું ન ભૂલશો !

મનીઓર્ડર ફોમમાં સંદેશના સ્થાન પર **મનીઓર્ડર કરનારનું નામ તથા પૂરું સરનામુ સ્પષ્ટ વંચાય તે રીતે લખશો.** તથા કેટલી રકમ મોકલી તે તથા લિલ્લાહ, ઝકાત, સદકા, ઉશ્ર, ન્યાઝની, કુર્બાનીની ખાલની વગેરેની તે પણ લખવું.

**મોટા ભાગે લોકો સંદેશના સ્થાને સરનામુ લખતા જ નથી** એનાથી ઘણી તકલીફો ઊભી થાય છે અને કેટલાકને રસીદ તથા કિતાબો પહોંચાડી શકાતી નથી. તો આટલુ તાકીદ કરશો એવી વિનંતિ છે. *–પ્રકાશક*

## ★ જરૂરી નોંધ ★

**અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા**ના મેમ્બરો તથા ડોનરો અધિક થવાથી હવે કિંમત છાપેલી કિતાબો પણ ૩૧૦૦ કિતાબોમાંથી સર્વ ફ્રી વહેંચાઈ ગઈ છે તથા "મફત મંગાવો" જાહેરાતવાળી ચારથી પાંચ હજાર તો ફ્રીમાં જતી જ રહે છે. તો આપ આ લાજવાબ કિતાબોથી વંચિત ન રહી જાવ માટે આજે જ **રૂા. ૨૦૦** મોકલીને **વાર્ષિક મેમ્બર** તથા **રૂા. ૫,૦૦૦/–** ભરી **આજીવન મેમ્બર** બનો અથવા ડોનેશન મોકલીને યાદીમાં નામ નોંધાવો તો ઘરબેઠાં આ તથા અન્ય કિતાબો મળી જાય. યાદ રાખશો ! આ મોકો ગુમાવશો નહીં. *–પ્રકાશક*

## આલમી તેહરીક "સુન્ની દા'વતે ઈસ્લામી''ના મુબલ્લિગ બનો !

**''સુન્ની દા'વતે ઈસ્લામી'' એ વિ□વ્યાપી સુન્ની તેહરીક છે કે જે...**

★ દિલોને ઈશ્કે નબી صلی اللہ تعالیٰ علیہ وسلم ની મીઠાશથી તર બતર કરવા કાર્યરત છે.

★ ઈશ્કે મુસ્તફા صلی اللہ تعالیٰ علیہ وسلم ની હકીકતની પેહચાન કરાવનારી ચળવળ છે.

★ મહબ્બતે રસૂલ صلی اللہ تعالیٰ علیہ وسلم નો દાવેદાર કેવો હોવો જોઈએ તેની સહી સમજ આપતી તેહરીક છે.

★ સરકારે દો આલમ صلی اللہ تعالیٰ علیہ وسلم ની પ્યારી પ્યારી સુન્નતો પ્રતિ લોકોને આકર્ષતી બેમિષાલ તેહરીક છે.

★ યુવાનો યુવતીઓને ઈસ્લામ વિરૂધ્ધ, રસૂલે પાક صلی اللہ تعالیٰ علیہ وسلم ના ફર્માનો તથા સુન્નતો વિરૂધ્ધની અંગ્રેજી ઢબની જિંદગી ત્યજીને સાચા માર્ગે ચાલતા કરનારી ચળવળ છે.

★ ઈલ્મ તથા ઉલમાથી મહોબ્બત તથા લગાવ રાખવાનો પૈગામ આપનારી તેહરીક છે.

★ **ગૌષો ખ્વાજા વ રઝા** رضی اللہ عنہم ના મિશનનો સંદેશ ઘર ઘર પહોંચાડનારી તેહરીક છે.

અગર તમો પોતાની તથા તમારી ઔલાદની ભલાઈ ચાહતા હોઉ, ચાહતા હોઉ કે બેહયાઈનો માહોલ દૂર થાય અને સરકાર صلی اللہ تعالیٰ علیہ وسلم ની સુન્નતો ભર્યો દીની શરીઅત મુજબનો પાકીઝા માહોલ પેદા થાય, તો આવો ! **''સુન્ની દા'વતે ઈસ્લામી''**માં જોડાઈ જાવ !

**મુબલ્લિગ બનવા તર્બિયત મેળવવા માટે સંપર્ક કરો:**

**મદ્રસા બરકાતે ખ્વાજા** GRWB/056/Bharuch/02

મુ. પો. તા. આમોદ,(ઠે. ચાર રસ્તા), જિ. : ભરૂચ, ગુજરાત, ઈન્ડિયા, પિન : ૩૯૨ ૧૧૦ ફોન નં : (૦૨૬૪૧–૨૪૬૧૯૨), મો. ૯૮૨૪૪૮૬૪૪૩

★ *(મર્કઝ) સુન્ની દા'વતે ઈસ્લામી* ★

ઈસ્માઈલ હબીબ મસ્જિદ, મુહમ્મદ અલી રોડ, મુંબઈ.

## અણમોલ કિતાબ મંગાવો !

**કિતાબ** : **ઈસ્લામમાં મ્યુઝિક તથા તા'ઝીમી સિજદો હરામ !** *(પેજીસ : ૩૫૬, તોહફાએ નજાત, ભાગ–૧૦)*

**લેખક** : ફખ્રે ગુજરાત હઝરત અલ્લામા મૌલાના યૂનુસ મિસ્બાહી

**પ્રકાશક** : અંજુમને રઝાએ મુસ્તફા, C/o. ફયૂઝાને રઝા મંઝિલ, મુ. દયાદરા, તા. જિ. ભરૂચ, ગુજરાત–ઈન્ડિયા, પિન–૩૯૨૦૨૦, ફોન : (૦૨૬૪૨) ૨૮૨૯૧૧, ૨૮૨૭૯૨, મો. ૯૮૨૪૪૮૬૪૪૩

**હદિયો** : ૫૦ રૂા. (૫ રૂા. ટપાલ ખર્ચ)

અલ્લાહ તથા રસૂલ તથા ઔલિયાની શાનમાં શેઅરો પઢવા એ ઝિક્રુલ્લાહ જ છે તથા રબની ઈબાદત જ છે અને ઈબાદતમાં કોઈ હરામ ચીજનો ઉપયોગ કદી હોઈ શક્તો જ નથી. **મ્યુઝિક ઈસ્લામમાં હરામ** છે અને તેની સાથે થતી મેહફિલો હરામ છે. આ શરીઅતના કાનૂનને સમજાવવા માટે કુર્આન, હદીષ, ઉલ્માના કથનો થકી તથા વાંધાઓ અને તેના જવાબો રજુ કરીને આટલી સ્પષ્ટતાપૂર્વક કોઈ કિતાબ અમારા જોવામાં નથી આવી. જે હઠધર્મીથી પર રહી ખુદાના ખૌફ સાથે આ કિતાબનો અભ્યાસ કરશે તે જરૂર હક્ક સમજીને હિદાયત પામશે. એ જ પ્રમાણે **ગૈરે ખુદા માટે તા'ઝીમી સિજદો હરામ** છે એ વિષયમાં એ જ પ્રમાણે તરતીબથી હક્ક મઝહબ જાહેર કર્યો છે.

આ કિતાબ જરૂરથી મંગાવો, વાંચો, વંચાવો અને મ્યુઝિકના શોખિનોને સત્ય બતાવી શરીઅત પર અમલ કરવા સમજાવો.

**નોંધ : અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરાના મેમ્બરો–ડોનરોને અંજુમન તરફથી છપાતી કિતાબો મફતમાં ઘર બેઠાં મળી જશે. મેમ્બર ફી રૂા. ૨૦૦/–** છે તો આપ પણ તેને ભરી **મેમ્બર બનો તથા લિલ્લાહ, ઝકાત, સદકા બુઝુર્ગોની ન્યાઝ પેટે વગેરેથી મદદ પણ મોકલી** હક્ક મઝહબની ખિદમતમાં જોડાઈ જાવ.

# બુરી નજરથી બચો!

★ લેખક ★

ફકીહે અસ્ર અલ્હાજ મૌલાના મુફ્તી મુહમ્મદ અમીન સાહબ ફૈસલાબાદી

★ અનુવાદક ★

જનાબ મૌલાના મોહસિન મક્કી-સેગવા

★ પ્રકાશક ★

અંજુમને રઝાએ મુસ્તફા–દયાદરા

GRWB/059/Bharuch/02

C/o. ફયૂઝાને રઝા મંઝિલ,
મુ.પો. દયાદરા, તા. જિ. ભરૂચ.
પિન : ૩૯૨૦૨૦. મો. ૯૮૨૪૪૮૬૪૪૩
ફોન : (૦૨૬૪૨) ૨૮૨૯૧૧, ૨૮૨૭૯૨.

પ્રકાશન નં. : ૧૧૮ આવૃત્તિ–૧ પ્રત : ૪૦૦૦
૧૫–શાબાનુલ મોઅઝ્ઝમ હિ.સ. ૧૪૨૫ ઓકટોબર–૨૦૦૪

નૂરાની આર્ટ, દયાદરા, ફોન નં. : (૦૨૬૪૨) ૨૮૨૯૧૧, ૨૮૨૭૯૨

★ પોસ્ટકાર્ડ લખી મફત મંગાવો !★